(સ્વસ્થાન ધ્રાંગધરાના કેળવણીખાતાએ મંજુર કરેલ.)

## સંસ્થાન ધ્રાંગધરાની

# ભૂગોળ.



સુધારા-વધારા સાથે રચી પ્રસિદ્ધ કરનાર,

**વ્યાસ માણેકલાલ છગનલાલ વકીલ.**

ધ્રાંગધરા—કાઠિયાવાડ.

સોલ એજન્ટ,

**ગાંધી રતનશી ગણેશ.**

બુકસેલર્સ અને પબ્લીશર્સ.

ધ્રાંગધરા.

આવૃત્તિ ૯મી.] પ્રત ૧૦૦૦. [સન ૧૯૨૨.

કિંમત ૦—૧—૬.

(સ્વસ્થાન ધ્રાંગધરાના કેળવણીખાતાએ મંજુર કરેલ.)

## સંસ્થાન ધ્રાંગધરાની

# ભૂગોળ.

સુધારા-વધારા સાથે રચી પ્રસિદ્ધ કરનાર,


**વ્યાસ માણેકલાલ છગનલાલ વકીલ.**

ધ્રાંગધ્રા—કાઠિયાવાડ.



સોલ એજન્ટ,

**ગાંધી રતનશી ગણેશ.**

બુકસેલર્સ અને પબ્લીશર્સ.

ધ્રાંગધરા.

આવૃત્તિ ૯મી.] પ્રત ૧૦૦૦. [સન ૧૯૨૨.

કિંમત ૦—૧—૬.

અમદાવાદ—શાહાપુર નવી પોળમા આવેલા શ્રી "પ્રજાહિતાર્થ
મુદ્રાલય" પ્રેસમા પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપી.

# ધ્રાંગધરા સ્ટેટની ભૂગોળ.

## નવા ધોરણ મુજબ.

ભૂગોળ—જેમાં પૃથ્વીના ગોળા સંબંધી જ્ઞાન આપવામાં આવે છે તેને ભૂગોળ કહે છે.

પૃથ્વી—જે જમીન ઉપર ગામ, નદી, સમુદ્ર, પર્વતો ઝાડ, જંગલ, ખતરો વિગેરે આવેલાં છે તેને પૃથ્વી કહે છે.

## દિશાઓ.

જે દિશામાં સૂર્ય ઉગેછે તે પૂર્વ દિશા કહેવાય છે જે બાજુ સૂર્ય આથમે છે તે પશ્ચિમ કહેવાયછે, પૂર્વ દિશા તરફ મોઢું રાખી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ ઉત્તર દિશા આવે છે અને જમણા હાથ તરફ દક્ષિણ દિશા આવે છે તે સમજવા માટે સામે આકૃતિ આપેલી છે.




## ખુણાઓની સમજ.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચે ઇશાન ખુણો હોય છે,
પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચે અગ્નિ ખુણો હોય છે.
દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચે નૈઋત્ય ખુણો હોય છે.
પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચે વાયવ્ય ખુણો હોય છે.

## નકશો.

એકજ પ્રાંતમાં આવેલા જુદા જુદા ભાગોની હદ બતાવનાર તથા તેની સ્થિતિનું ભાન કરાવનાર ચિત્ર એ નકશો કહેવાય છે. આ ચિત્રથી દેશમાં પર્વત, નદી, સરોવર, ઉંચાણુ નીચાણુની ખબર પડે છે. નકશાને ટીંગાડતા મથાળે ઉત્તર દિશા, નીચે દક્ષિણ દીશા, જમણા હાથ ભણી પુર્વ દીશા, અને ડાબા હાથ ભણી પશ્ચિમ દિશા આવે છે. આ દિશાઓને નિશાળની દિશાઓ સાથે સરખાવવી હોય તો નકશાને જમીન ઉપર પાથરી નિશાળનો ઉત્તર દિશા તરફ નકશાનું મથાળું રાખવું, એટલે નિશાળની દિશાઓ સાથે નકશાની દિશાઓ મળી રહેશે.

## આ રાજ્યની સામાન્ય હકીકત.

હાલના નામદાર મહારાજા રાજ સાહેબનું નામ ઘનશ્યામસિંહજી છે, દિવાન સાહેબ માનસિંહજીભાઇ સી, આઇ, ઇ, છે. રેવન્યુ કમિશ્નર સબળસિંહજી સાહેબ; અને પોલીસ કમિશ્નર દાદુભા સાહેબ છે.

નવાં મકાનો, સડકો, પૂલો વગેરે બાંધકામ માટે ઇજનેર ખાતું, માંદાની સગવડ માટે ડોક્તરી ખાતું ન્યાય માટે ઠેક ઠેકાણે ન્યાયાધીશો, આ ઉપરાંત કેળવણીખાતું, રાજખર્ચ વગેરે ખાતાં છે, ચોર લુટારા રૈયતને જરા પણ ઇજા ન કરી શકે માટે સખ્ત દેખરેખ અને ચોકીઓ રાખવામાં આવેલ છે.

આ સ્વસ્થાન ઝાલાવાડ પ્રાંતની મધ્યમાં આવેલું છે તેની કોઇ પણ બાજુએ સમુદ્ર નથી આ સ્વસ્થાન ઉપર ઝાલા રજપુતો રાજ્ય

કરે છે. ઝાલા રજપુત જાતે મકવાણા હતા, અને તેઓ માર્કંડેય રૂષીના વંશના છે. તેઓ પ્રથમ નગરપારકર પાસે કેરંતીમાં રાજ્ય કરતા હતા એમ કહેવાય છે. આ રાજ્ય સ્થાપનાર મુળ પુરૂષ કેરંતીના રાજા કેસરદેવના દીકરા હરપાળદેવ હતા. ઇ. સ. ૧૧૦૦માં કરણ રાજા પાટણમાં રાજ્ય કરતા હતા તેમની રાણીને ભુત વળગ્યું હતું તે હરપાળદેવે કાઢયું તેના બદલામાં કરણ રાજાએ હરપાળદેવને ઝાલાવાડના ૧૮૦૦ ગામ બક્ષિસ તરીકે આપ્યાં, ત્યાર પછી હરપાળદેવ પાટડીમાં જઇને રહ્યા એક દીવસ તેમના કુંવરો બહાર રસ્તા ઉપર રમતા હતા એવામાં એક મસ્ત હાથી આવી ચડયો તેથી તેમની રાણીએ બારીએથી હાથ લાંબો કરી તેમને ઝાલી લીધા તે ઉપરથી તેમના વંશજો " ઝાલા " કહેવાયા.

આ વંશમાં એક રાજોધરજી થયા, તેમણે સંવત ૧૫૪૪ (ઇ. સ. ૧૪૮૮) ના માહા વદી ૧૩ ને દિવસે હળવદ શહેર વસાવી ત્યાં રાજ્ય ગાદી સ્થાપી ત્યારબાદ રાજા રાયસિંહજીએ ધ્રાંગધ્રા શહેર વસાવી તેમાં વરસમાં થોડી મુદત રહેવા લાગ્યા આખરે ઇ. સ. ૧૭૮૨ માં રાજ જસવંતસીંહજીએ ધ્રાંગધ્રામાં રાજ્યગાદી સ્થાપી ત્યારથી ધ્રાગધ્રા રાજ્ય ગાદીનું શહેર ગણાય છે.

## આપણા રાજ્ય કર્તા,

હાલમાં આપણા રાજ્ય કર્તા મહારાજા રાજ સાહેબ સર અજીતસીંહજી કે. સી. એસ. આઇ. જી. સી. આઇ. ઇ. સાહેબ બહાદુર ગાદી ઉપર બિરાજે છે. તેઓ સાહેબનો જન્મ સંવત ૧૯૪૫ ના જેઠ શુદી ૨ ને રોજ છે. તેઓ સાહેબ સંવત ૧૯૬૯ ના માહા

વદી ૭ ને સોમવાર તા. ૨૦ ફેબ્રુઆરી સને ૧૯૧૧ ના રોજ તખ્ત-નશીન થયા છે. જો કે રાજ્યાધિકાર પ્રાપ્ત થયાને હજુ લાંબી મુદત થઈ નથી તો પણ તે દરમીઆન આપણા ખુદાવીંદ મહારાજા રાજ સાહેબે રાજ્ય સુધારવાને અંગે ઘણાં સારાં કામ કર્યા છે.

દરેક ખાતામાં યોગ્ય અધિકારીઓની નીમણુંકો કરવામાં આવી છે ન્યાયખાતું સરળ અને નિર્મળ કર્યું છે; જેથી પ્રજા સરળતાથી ન્યાય મેળવી શકે છે. પ્રજા વર્ગના બાળકોને સુધારવાને માટે કેળવણી ખાતું સારા પાયાપર મુકી ઉત્તેજન આપવાને માટે સ્કોલરશીપો કાઢેલી છે. સંસ્થાનના મુખ્ય મહાલોમાં પણ ઇંગ્રેજી સ્કુલો ખોલવામાં આવેલી છે તે સીવાય હાઈસ્કુલમાં ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો મફત આપવામાં આવે છે. પ્રૌઢ પ્રતાપ મા સાહેબ શ્રી સુંદરબા અનાથાશ્રમ ખોલવામાં આવ્યું છે, તેમાં અપંગ અને નિરાશ્રિત માણસોને ખોરાક, કપડાં, અને રહેવાની સગવડ કરી આપવામાં આવે છે. રાજ્યના દરેક મહાલમાં મોટરની સડક કાઢેલ છે અને ટેલીફોન તેમજ હળવદ ધ્રાંગધ્રા રેલ્વે ખોલવામાં આવી છે કે જેથી લોકોને દરેક પ્રકારનું સંકટ દુર થતાં વેપારમાં ઘણી સરળતા થઇ છે, ધ્રાંગધ્રામાં ટ્રામવે પણ શરૂ થઇ ગઇ છે કે જે દીલ્હી દરવાજાથી રેલ્વે સ્ટેશન સુધી ચાલે છે આ શીવાય ટીકરમાં "ઇરીગેશન વર્કસ" ખોલવામાં આવ્યું છે કે જેથી ખેડુતોને ખેતરમાં પાણી આપવામાં આવે છે. આવા બીજા ઘણા સુખના સાધનો અને સુધારાના કામો આપણા મહારાજા રાજ સાહેબે કરેલાં છે જેની કદર બુજી નામદાર બાદશાહ બ્રીટીશ સરકારે આપણા મહારાજા સાહેબને કે. સી. એસ. આઈ. નો માનવંતો બીતાબ ઈ. સ. ૧૯૧૭ જાન્યુઆરીની પેલી તારીખે

આપેલો છે. અને જી. સી. આઇ. ઇ. નો વધારે માનવંતો ખેતાબ હાલ મળેલ છે.

## મુખ્ય નદીઓ.

૧ ફલકુ, ૨ બાંભણુ, ૩ ભીલગંગા, ૪ ચંદ્રભાગા, ૫ ગોડરા, ૬ કંકાવટી, ઉમઇ વીગેરે છે. તેની તળેટીમાં લોકો શીઆળામાં તથા ઉનાળામાં નાના ખાડા ખોદી વાડીમાં પાણી વાપરે છે.

## સરોવર.

ધ્રાંગધરામાં રણમલસર ( જોગાસર ) અને માનસર તથા હળવદમાં સામતસર અને માનસરમાં એક સુંદર સરોવર છે. સીતાપુર પાસે અંબાવ અને ચંદ્રાસર નામના બે તળાવો છે. તે શીવાય માલણીઆદ તથા કુંતલપુરમાં બાંધેલાં તળાવો છે.

## ખનીજ પદાર્થો.

ધ્રાંગધરા શહેરની આસપાસ પત્થરની ખાણોછે તે પત્થર બહાર દેશાવર ખાતે ઘણો જાય છે. ઉમરડા નજીકના ડુંગરોમાં જુદા જુદા રંગના પત્થરો નીકળે છે. આ પત્થરોમાંથી જાત જાતનાં સુંદર કોતરેલાં વાસણો બનાવવામાં આવે છે. કુડાની પાસેના રણમાં મીઠું પાકે છે. રણમાં ખારા કુવાના પાણીથી કોળી લોકો મીઠું બનાવે છે.

## દવાખાનાઓ.

ધ્રાંગધરામાં પ્રીન્સ ઓફ વેલ્સ હૉસ્પીટલ શ્રી પ્રાણકુંવરબા

ઝનાના હૉસ્પીટલ તથા મેડીકોલોજી ડીસ્પેન્સરી છે. તે શિવાય હળવદ, શીતાપુર, મેથાણ, ટીકર, અને ચરાડવામાં દવાખાનાં છે.

## કારખાનાંઓ.

ધ્રાંગધરામાં ત્રણ જીનીંગ ફેકટરીઓ તથા બે ગાંસડી બાંધવાના પ્રેસ છે તથા શ્રી દરબારી પ્રીન્ટીંગ પ્રેસ છે. આ શિવાય હળવદ, સીતાપુર, ટીકર તથા ઈસરડામાં જીનીંગ ફેકટરીઓ છે.

## ખેતી.

આ સ્વસ્થાનમાં જુદી જુદી પ્રતની જમીન છે. તેમાં કાળી અને ગોરાડુ જમીન વિશેષ કસવાળી છે. આ સ્વસ્થાનમાં કેટલીક ઘાસની વાડીઓ છે. તેમાં આખા સ્વસ્થાનમાં જાનવરોને ઘાસ પુરૂં પડે તેટલું થાય છે. ચોમાસાના પાકમાં—જુવાર, બાજરી, કપાસ, તલ, ચોળા, મગ, મઠ, વીગેરે થાય છે અને શિયાળાના પાકમાં—ઘઉં, જવ, ચણા, શાકભાજી વીગેરે થાય છે.

## વેપાર.

આ સ્વસ્થાનમાં ધ્રાંગધ્રા એ મોટું વેપારનું મથક છે. તેમાં રૂતનો ઉદ્યોગ મોટા પ્રમાણમાં ચાલે છે. અત્રેની પેદાશમાંથી રૂત, ઊન, પત્થર ત્રાંબા પીતળનાં વાસણ, હાડકાં, શીંગડાં વીગેરે બહાર દેશાવર ખાતે જાય છે. અને કાપડ, ગંધીઆણું, કેરોસીન, અનાજ, સોનું, રૂપું, લોઢાનો સામાન વીગેરે ઘણી જાતનો માલ દેશાવર ખાતેથી આવે છે.

## ઉદ્યોગ.

વસ્‌ મોટા ગામમાં વસ્તીનો મોટો ભાગ વેપાર ઉપર તથા નોકરી ઉપર પોતાની આજીવીકા ચલાવે છે. કારીગરો કારીગરી ઉપર ખેડુતો ખેતી ઉપર અને થોડો ભાગ મજુરી ઉપર નિર્વાહ કરે છે.

## વસ્તી.

આ સ્વસ્થાનની મુખ્ય વસ્તી બ્રાહ્મણ, વાણીઆ, ગરાસીઆ, સીપાઈ, સોની, કંસારા લુવાણા, દરજી, સુતાર, કુંભાર, હજામ, સલાટ, દેપાળા, ભાવસાર, કાઠી, ચારણ, કણબી, સતવારા, કોળી, વોહોરા અને મુસલમાન વીગેરે છે.

## ધર્મ.

બ્રાહ્મણો શૈવ માર્ગી છે, શ્રીમાળી વાણીઆ જૈન ધર્મ પાળે છે. બાકીના વૈશ્નવ ધર્મ પાળે છે કેટલાએક સ્વામીનારાયણને માને છે અને બીજી કેટલીક જાતમાં દેવીને માને છે.

## ભાષા.

દરેક માણસની ચાલતી ભાષા ગુજરાતી છે. પરંતુ મુસલમાનોમાં ઉરદુ ભાષા ભાંગી તુટી કેટલાએક બોલે છે. મુસલમાન બાળકો માટે ધ્રાંગધ્રામાં એક ગ્રાન્ટ-ઇન-એડ નિશાળ છે. જ્યા કુરાન શીખવવામાં આવે છે.

## કેળવણી ખાતું.

આ સ્ટેટમાં-ધ્રાંગધ્રામાં હાઇસ્કુલ તથા હળવદ, ચરાડવા, ટીકર,

સીતાપુરમાં મીડલ સ્કૂલો તથા કન્યાશાળાઓ તથા તાલુકા સ્કુલો તથા સીતાપુર, મોટા અંકેવાળીયા, નાના અંકેવાળીયા, રાજચરાડી, દેવચરાડી, નગરા, ગુજરવદી, કુંમાણા, ગંજેળા, ભારદ, ઉમરડા, સરલા, કુંતલપુર, દુધઈ, મેથાણ, સરવાળ, ગાળા, લુહાણા ઘુમઠ, ચરા, માલવણ કોઢ, બારવી, કંકાવટી, કુડા, ધનશ્યામગઢ, સોલડી, ટીકર, ઇગનપુર, માલણીયાદ, એજાલ, સુરવદર, ઘુડકોટ, માનગઢ, રણમલપર, હલવદ, ધનશ્યામપુર, લવાણા, સાપકડા, માથક, દેવળીઆ, સુંસવાવ, ધનાળા, વાંટાવદર એટલા ગામોમાં ગુજરાતી નીશાળો છે.

## ચલણ.

આ રાજ્યમાં બ્રીટીશ નાણાનું ચલણ છે.

## ધ્રાંગધરામાં જોવા લાયક જગ્યાઓ.

શ્રી અજીત નીવાસ પેલેસ, સેક્રેટરીએટ, મા સાહેબનો બંગલો, સર અજીતસીંહજી હાઇસ્કુલ, સર ધનસ્યામસીંહજી ટેનીસ ક્લબ બીલ્ડીંગ, માન વિલાસ, ગેસ્ટ હાઉસ, શક્તી માતાનું દેવળ, શક્તી રોડ બજાર, સર ધનસ્યામશીહજી રાજપુત હોસ્ટેલ, ધ્રાંગધરા જેલ, હાથીખાનું, મુસલમાનની તથા વોરાની મસજીદો, પેડોક વિગેરે, અત્રે ઇલેક્ટ્રીક લાઇટ, ટેલીફોન તથા ટ્રામ્વે મહારાજા રાજ સાહેબે દાખલ કરેલાં છે. તથા ટેલીફોન એક્સચેન્જ હાઉસ લાલ બંગલો કોટનમાર્કીટ વિગેરે જોવા લાયક બનાવેલું છે.

## સ્વસ્થાનની હદ.

આ સ્વસ્થાનની ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે બજાણા લખતર અને

વઢવાણ સ્ટેટની હદ આવેલી છે. દક્ષિણે મુળી, સાયલા, તથા લખતરની હદ આવેલી છે તથા પશ્ચિમે વાંકાનેર અને મોરબીની હદ આવેલી છે. આ સ્વસ્થાનનું ક્ષેત્રફળ ૧૧૯૭ માઈલ છે. પ્રદેશ ઘણો ખરો સપાટ છે. જમીનના પડોનું બંધારણ રેતી તથા પત્થરનું છે. તે પત્થર ઇમારતો બાંધવાના કામમાં આવે છે. જમીન ઘણે ભાગે કાળી અને રેતાળ છે. આ સ્વસ્થાનના ૭ પેટા ભાગ પાડેલા છે. તે દરેકને મહાલ કહે છે.

## મહાલના નામ.

૧ હળવદ ૨ ટીકર ૩ શીતાપુર ૪ પંચકોશી ૫ સેથાણુ ૬ ચરાડવા ૭ ઉમરડા.

## ૧ હળવદ મહાલ

ખાલસા ગામો—હળવદ, મેરૂપર, રાણેકપુર, માનસર, ઘનસ્યામપુર, સુખપર, નવાઘનસ્યામગઢ, સુંદરગઢ, પ્રતાપગઢ.

હકુમતી ગામો—ઢવાણા, સુસવાવ, કેદારીઆ, રાસંગપુર, સાપકડા, દીઘડીઆ, કોઇબા, ઘનાળા, કવાડીઆ, વાંટાવદર, શીરોઇ, બેગડવાવ.

નદીઓ—૧ ફંફાવટી—એ ચીત્રોડી પાસેના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે તેના પર કોંઢ, ઢવાણા, અને માલણીઆદ છે. ૨ બ્રાહ્મણી—એ ચોટલીના ડુંગર પાસેથી નીકળી કચ્છના

રસ્તાને મળે છે. તેના પર સુસવાવ કેદારીઆ, વાંટાવદર, ટીકર અને અજીતગઢ છે.

જાણવા જોગ હકીકત—હળવદને ફરતો કોટ છે. હળવદમાં સામતસર તળાવ છે, તેને કાંઠે સુંદર રાજ્ય મહેલ છે, તે શિવાય હોસ્પીટલ, ધી બાઇસાહેબબા મીડલ સ્કુલ, તાલુકા સ્કુલ, કન્યાશાળા, તથા પોસ્ટ ઓફીસ, સતીઓની દેરીઓ, વહોરાના પીરની જગા છે.

ઢવાણામાં ઢવાણીયા નામનું મંદીર છે ત્યાં મેળો ભરાય છે. કેદારીઆ આગળ કેદારેશ્વર મહાદેવની જગ્યા છે. ત્યાં પાણીનો પ્રખ્યાત ધરો છે તથા પત્થરની મોટી ગુફાઓ છે. અગાઉ પાંડવો અહીં રહેલા હતા એવી દંતકથા છે.

## ૨. ટીકર મહાલ.

ખાલસા ગામો—ટીકર, નવાધાંટીલા, નવા અમરાપર જુના અમરાપર, જોગડ, માનગઢ, ખોડ, અજીતગઢ, મયાપુર.

હકુમતી ગામો—ચાડધરા, મીઆંણી, માલણીયાદ, ઇસનપુર, ઝીંઢી, ધ્રગોશાળા.

જાણવાજોગ હકીકત—ટીકરમાં સુતરાઉ વણાટ કામમાં ચોફાળ વિગેરે વખણાય છે.

## ૩ સીતાપુર મહાલ.

ખાલસા ગામો—સીતાપુર, પ્રતાપપુર, મંજેળા, બઢેલી,

નાગરા, પ્રાણગઢ, દેવચરાડી, ગુજરવદી, ખાંભડા, જાળીદર, પ્રભુગઢ, ગોઠાળકેવાળીઆ, દેવગઢ.

હકુમતિ ગામો—હુમાણા, રાજ્યચરાડી, ભારદ, હામપર, ઝાંપેળી.

નદીઓ—ઉમઇ—એ અધેળી પાસેથી નીકળી કચ્છના રણને મળે છે તેના ઉપર સીતાપુર, મેથાણ અને પ્રુમઠ છે.

જાણવા જોગ હકીકત—આ મહાલમાં મુખ્ય શહેર સીતાપુર છે તેને ફરતો કોટ છે, આ શહેરમાં ઇંગ્લીશ સ્કુલ, તાલુકા સ્કુલ, કન્યાશાળા, પોસ્ટ ઓફીસ તથા ઇસ્પીતાલ છે. અત્રે મહંતની મોટી જગ્યા છે ત્યાં સદાવ્રત અપાય છે.

પ્રતાપપુર પાસે ચંદ્રાસર નામે પથ્થરથી બાંધેલું તળાવ છે તેના કીનારા ઉપર મોરલીધરનું મંદીર છે. ત્યાં આંબાનાં વૃક્ષ છે તેની કેરીઓ ઘણી મીઠી થાય છે. ખાંભડામાં ખાભડીઆ નાગનું સ્થાનક છે. શ્રાવણ માસના પહેલા સોમવારે નામદાર મહારાજા રાજ સાહેબ ત્યાં દરશને પધારે છે તે વખતે ત્યાં મેળો ભરાય છે. ગુજરવદીના ગુળા વખણાય છે અને ધેળીની માટી વખણાય છે.

## ૪. ધ્રાંગધ્રા મહાલ પંચકોશી.

ખાલસા ગામો—ધ્રાંગધ્રા, સતાપર, રાજનપર, હરીપર, રાજપુર, કંકાવટી, મંગળપુર, હલાલપુર, ખુટવડા, ચંદ્રગઢ, ગોપાળગઢ,

ચીળી, સોલડી, રાજપર, બેચડા, જસમાપુર, બાઇસાહેબગઢ ઘનશ્યામગઢ, નરાળી.

હકુમતી ગામો—વાવડી, ઇસદરા, ગાજણુવાવ, બાવળી, કોંઢ, રતેવાણીઆ, ચુલી, જસાપુર, જીવા, માલવણુ, જેસડા, જેગડવા, ધ્રણુાદ, કુડા, કોપરણુા, પીપળા, એજાવ.

નદીઓ—ફલકુ—એ ઉમરડાના ડુંગરમાંથી નીકળી કચ્છના રણુને મળે છે. તેના ઉપર ગાજણુવાવ, બાવળી, ને ધ્રાગધરા છે. ૨ ગોડરા—એ સોલડી અને જીવાની ધારોમાંથી નીકળી કચ્છના રણુને મળે છે તેના ઉપર કંકાવટી અને કુડા છે.

જાણુવા જોગ હકીકત—ધ્રાંગધ્રા એ રાજ્યધાનીનું મુખ્ય શહેર છે અને વેપારનું મોટું મથક છે તેમાં રૂનો ઉધોગ ઘણુા સારા પાયા ઉપર ચાલે છે. આ શહેરમાં સર અજીતસીંહજી હાઇસ્કુલ, તાલુકા સ્કુલ, કન્યાશાળા, પ્રીન્સ ઓફ વેલ્સ હોસ્પીટલ, શ્રી પ્રાણુકુંવરબા જનાના હોસ્પીટલ, મેકોનોકી ડીસ્પેન્સરી તથા પોસ્ટ ઓફીસ છે તે શીવાય, સર અજીત નીવાસ પેલેસ, માનવીલાસ, સેક્રેટરીએટ, ટેનીસ કલબ બીલ્ડીંગ, રજપુત હોસ્ટેલ, વિગેરે ઘણુા મકાનો જોવા લાયક છે.

## ૫ મેથાણુ મહાલ.

ખાલસા ગામો—મેથાણ, નાનાઅંકેવાળીયા, સરવાળ, માનપુર, સુલતાનપુર, થળા, ગાળા, ઝુંદાપુર, લુવાણુા રાજગઢ હીરાપુર. વિગેરે.

હકુમતીગામો—સોખડા, ધુમઠ, વસાડવા, ભરાડા, સવલાણા, ઇસવેલીઆ, અણીઆલી અને કુમરખાનના વાંટાઓ વિગેરે.

નદીઓ—ચંદ્રભાગા એ બાડના નાળા આગળથી નીકળી ભરાડા આગળ ફુલ્હને મળે છે તેના ઉપર ગાળા અને દુદાપર છે.

જાણવા જોગ હકીકત—આ મહાલમાં મુખ્ય ગામ મેથાણ છે ત્યાં ગુજરાતી નિશાળ તથા પોસ્ટ ઓફીસ છે. અત્રે ચત્રભુજરાયનું જુના વખતનું મંદીર છે. ધુમઠ અને દુદાપર વચ્ચે ખારો પાટ છે. તેમાં કુપદિકુંડ પત્થરથી બાંધેલો છે. તે જાત્રાનું ઠેકાણું ગણાય છે. લુવાણામાં જડેશ્વર મહાદેવનું શીવાલય છે.

## ૬ ચરાડવા મહાલ.

ખાલસા ગામો—ચરાડવા, જુનાદેવાળીઆ, સુરવદર, પ્રતાપગઢ, સુંદરી, ખેતરડી, બેટ, સાગધરા દેવીપુર વિગેરે.

હકુમતિ ગામો.—ધુળકોટ, માથક, ચુંપણી, રાયધરા, માણેકવાડા, સાંભડા, કડીઆણા, પાંડાતીરથ, ગોલાસણ, રાતાભે, ડુંગરપર, વાંકીઆ, દાઘોળીઆ, પલાસણ, વિગેરે.

જાણવા જોગ હકીકત—ચરાડવામાં સ્વામીનારાયણનું શીખરબંધ મંદીર છે, તથા ગુજરાતી નીશાળ, ઇંગ્લીશ સ્કુલ, ઇસ્પીતાલ અને પોસ્ટ ઓફીસ છે. સુંદરીમાં ભવાનીમાતાનું મંદીર છે ત્યાં પરદેશી જાત્રાળુ દર્શન કરવા માટે આવે છે.

## ૭. ઉમરડા મહાલ.

ખાલસા ગામો—ઉમરડા, પલાસા, ખાનપુર ખાખરા ?, આસુંદરા, ભવાનીગઢ ધોળીયા, આનંદગઢ, દુદહ કુંતલપુર, રાછવ., લનાર, રાવલીપાવસ, સ્વરપગઢ, ચીત્રોડા, રાવગઢ, વડધરા ખંભા-લીયા, અછડા.

હકુમતી ગામો—રાશંગપુર, વેળાવા વિગેરે.

નદીઓ—કુલઝર એ ઉમરડાના પાદરમાં છે.

વિષેશ હકીકત—આ મહાલમાં કાઠીની વસ્તી વિષેશ છે. ઉમરડામાં કેવડાનું વન છે. તે શીવાય ગુજરાતી નીશાળ, તથા પોસ્ટ ઓફીસ છે. ઉમરડાથી થોડે છેટે એક કીનાલ છે તેને હોજ કહેછે. આ હોજના પાણીનો ઉપયોગ ખેતીવાડીમાં કરવામાં આવે છે.

